ॐ

तत्सत्परमात्मने नमः

# श्री सत्यसुधा.

યોજક,

यति मुकुन्दाश्रमजी.


પ્રકાશક,

ત્રિભુવન ત્રિકમદાસ દરજી

તથા

અ. સૌ. ચિ. રેવા મંચ્છારામ.

કન્યાશાળા હેડમીસ્ટ્રેટ—કલોલ.

અમદાવાદ.

શ્રી સત્યવિજય પ્રી. પ્રેસમા શા. સાકલચંદ હરિલાલે છાપ્યુ.

આવૃત્તિ ૧ લી સને ૧૯૧૫. પ્રત ૧૦૦૦.

મૂલ્યામૂલ્ય.

ૐ

तत्सत्परमात्मने नमः

# નિવેદન.

પાઠ કરનાર જિજ્ઞાસુઓ સાર સમજી શકે તેવા હેતુથી યતિ મુકુન્દાશ્રમજી પાસે ભાવાર્થાનુસાર શબ્દનોજ અર્થ કરાવી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામા આવ્યુ છે. શ્લોકના પદાર્થને અન્વયપર જાણી જોઈનેજ ધ્યાન આપ્યુ નથી કારણ જે અધિકારીઓને માટે લખ-વામા આવ્યુ છે તેની જરૂરીયાત સમજીનેજ કાર્ય લીધુ છે તો તેને યોગ્ય ગણી અર્થમા સુધારો કરવા જેવુ જણાય તો તે જણાવશે એટલે યથા સમયે સુધારો કરીશુ

ગીતા અને ભાગવત તથા પંચીકરણ એવા વિષયો છે કે જેને માટે પ્રસ્તાવનાની જરૂરજ નથી. સુવર્ણને ઢોળ ચઢાવવો એ તેની શોભામા વૃદ્ધિ કરવાને બદલે ન્યુનતાજ થાય છે તેમજ ઉક્ત વિષ-યોને માટે સમજી તે સર્વ પ્રકારના સુખનુ નિદાન હોઈ સજ્જનોએ શ્રદ્ધાપૂર્વક તેનુ સેવન કરીને મનુષ્ય જન્મની સફલતા અનુભવવી એજ કર્તવ્યરૂપ છે. અસ્તુ

**અંતમાં**—તળાવને કિનારે ગયેલો મનુષ્ય જેમ અંદરની લીલને દૂર કરી શીતળ જળનુ પાન કરી તૃષા શાન્ત કરે છે તેમ પ્રાજ્ઞ પુરૂષો પણ દોષ દૃષ્ટિને દૂર કરી ત્રય તાપની શાન્તિ અનુભવશે તો અમારી આ ધાર્મિક વૃત્તિને ઉત્તેજન મળશે અસ્તુ ૐ શમ્

**પ્રસિદ્ધ કર્ત્તા.**

ॐ

तत्सत्परमात्मनेनमः

# सप्तश्लोकीगीता.

## टीकाकारकृत मंगलम्

सर्वदा शान्तरूपाय निर्मलाय सुखायच
द्वैतदृष्टिविनाशाय गोविंदायनमाम्यहम्

प्रारंभः

ओमित्येकाक्षरंब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं सयाति परमां गातिम् ॥ १ ॥

शब्दार्थः

| | |
|---|---|
| ओम्=ॐ | य =જે |
| इति=એમ એવા | देहम्=દેહ |
| ब्रह्म=બ્રહ્મરૂપ | त्यजन्=ત્યજતો–ત્યજીને |
| एकाक्षरम्=એક અક્ષરને | प्रयाति=જાય છે |
| व्याहरन्=જપતો | सः=તે |
| माम्=મારું | परमाम्=પરમ |
| अनुस्मरन्=સ્મરણ કરતો | गातिम्=ગતિને |

यातिं=જાય છે, પામે છે

**ભાવાર્થ**—ૐ એવા **બ્રહ્મસ્વરૂપ** એકાક્ષરને જપતો તથા મારૂ સ્મરણ કરતો જે દેહ ત્યજીને જાયછે તે પરમ ગતિને પામે છે. ૧

**स्थाने हृषीकेश तवप्रकीर्त्या**
**जगत्प्रहृष्य त्यनुरज्यतेच ।**
**रक्षांसि भीतानि दिशोद्रवन्ति**
**सर्वे नमस्यन्तिच सिद्धसंघः ॥ २ ॥**

**શબ્દાર્થઃ**

हृषीकेश=હે હૃષીકેશ
तव=આપની
प्रकीर्त्या=અત્યંત કીર્તિવડે
जगत्=જગત્
प्रहृष्यति=અતિહર્ષ પામેછે
च=અને
अनुरज्यते=અનુરાગ-પ્રીતિ પામે છે
रक्षांसि=રાક્ષસો
भीतानि=ભય પામીને
दिश =દિશાઓમા
द्रवति=નાસેછે
च=અને
सर्वे=સર્વે
नमस्यति=નમસ્કાર કરે છે
सिद्धसंघा.=સિદ્ધોના સમુહો
स्थाने=યુક્ત ( જ છે )

**ભાવાર્થ**—હે હૃષીકેશ ! આપની અત્યંત કીર્તિવડે જગત્ અતિ હર્ષ પામે છે અને પ્રીતિ પામે છે. રાક્ષસો ભય પામીને દિશાઓમા નાસે છે અને સર્વે સિદ્ધોના સમુહો નમસ્કાર કરે છે એ યુક્ત જ છે. ૨

सर्वतः पाणिपादंतत्सर्वतोक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ ३ ॥

शब्दार्थः

| | |
|---|---|
| तत्=તે | श्रुतिमत्=કાનવાળું |
| सर्वत=સર્વ ( શરીરોમાં ) | लोके=લોકમાં |
| पाणिपादम्=હાથપગવાળું | सर्वम्=સર્વને |

सर्वतोक्षिशिरोमुखम्=સર્વ શરીરોમાં નેત્ર શિરને મુખવાળું

| | |
|---|---|
| सर्वत=સર્વ ( શરીર ) મા | आवृत्य=વ્યાપ્ત કરીને |
| तिष्ठति=રહે છે | |

ભાવાર્થ—તે સર્વ શરીરમાં હાથપગવાળુ, સર્વ શરીરમા નેત્ર શિરને મુખવાળુ સર્વ શરીરમાં કાનવાળું લોકમા સર્વ પ્રાણીઓના શરીરમા સર્વ જડ સમુહને વ્યાપીને રહે છે. ૩

कविंपुराणमनुशासितार
मणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्यधातारमचिन्त्यरूप
मादित्यवर्ण तमसः परस्तात् ॥ ४ ॥

शब्दार्थः

| | |
|---|---|
| कविम्=સર્વજ્ઞ | अचिंत्यरूपम्=વિચારમાં ન આવે એવા |
| पुराणम्=અનાદિ | आदित्यवर्णम्=સૂર્યની પેઠે પ્રકાશરૂપ |
| अनुशासितारम्=સર્વને નિયમમા રાખનાર | तमस.=અજ્ઞાનથી |

अणो.=અણુથી સૂક્ષ્મથી
अणीयांसम्=સૂક્ષ્મ
सर्वस्य=સર્વના
धातारम्=ધારણ કરનાર
परस्तात्=પર દૂર
य:=જે
अनुस्मरेत्=સ્મરણ કરે છે

**ભાવાર્થ**—સર્વજ્ઞ, અનાદિ, સર્વને નિયમમા રાખનાર, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ સર્વના ધારણ કરનાર, વિચારમાં ન આવે એવા, સૂર્યની પેઠ પ્રકાશરૂપ તથા અજ્ઞાનથીપર એવા પુરૂષનું જે સ્મરણ કરે છે તે એ પરમપુરૂષને પામે છે. ૪

**ऊर्ध्वमूलमध:शाख मश्वत्थं प्राहुरव्ययम् ।**
**छंदांसि यस्य पर्णानि यस्तं वेदसवेदवित् ॥ १ ॥**

**શબ્દાર્થ:**

ऊर्ध्वमूलम्=ઉંચા મૂળવાળો
अध शाखम्=નીચે શાખાઓવાળો
अश्वत्थम्=જે આવતી કાલે રહેશે એવો વિશ્વાસ નથી એવો.
अव्ययम्=અવ્યય
प्राहु =કહેછે
यस्य=જેનાં
छंदांसि=વેદો
पर्णानि=પાદડાં
तम्=તેને
य:=જે
वेदा=જાણેછે
स =તે
वेदवित्=વેદને જાણનારો છે

**ભાવાર્થ**—આ સંસારરૂપ પીપળાના વૃક્ષને શ્રુતિઓ તથા સ્મૃતિઓ ઉંચા મૂળવાળો, નીચે શાખાઓવાળો અશ્વત્થ તથા અ-

બ્યય કહે છે, જેનાં વેદો પાંદડાં છે તેને જે જાણે છે તે વેદને જાણનારો છે. ૫

सर्वस्यचाहंहृदिसन्निविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनंच ।
वेदैश्च सर्वै रहमेव वेद्यो
वेदान्तकृद्वेद विदेवचाहम् ॥ ६ ॥

**શબ્દાર્થઃ**

| | |
|---|---|
| च=વળી | च=અને |
| अहम्=હું | सर्वै =સર્વ |
| सर्वस्य=સર્વના | वेदै =વેદોવડે |
| हृदि=હૃદયમાં | अहम्=હું |
| सन्निविष्ट =પેઠેલો | एव=જ |
| मत्त =મારાથી | वेद्य =જાણવાયોગ્ય |
| स्मृति =સ્મૃતિ | वेदान्तकृत्=વેદાન્તના અર્થના સંપ્રદાયનો પ્રવર્તક |
| ज्ञानम्=જ્ઞાન | च=અને |
| च=તથા | अहम्=હું |
| अपोहनम्=સ્મૃતિને જ્ઞાનનો અભાવ | एव=જ |

**ભાવાર્થ**—વળી હું સર્વના હૃદયમાં જીવાત્મારૂપે પેઠેલો છુ મારાથી સ્મૃતિ અને જ્ઞાન તથા તે સ્મૃતિ અને જ્ઞાનનો અભાવ

થાય છે અને સર્વ વેદોવડે હુંજ જાણવાયોગ્ય છું વેદાન્તના અર્થના સંપ્રદાયનો પ્રવર્તક છું અને હુંજ વેદને જાણનાર છું. ૬

मन्मनाभवमद्भक्तो मद्याजीमांनमस्कुरु ।

मामेवैष्यासियुक्त्वैव मात्मानंमत्परायणः ॥ ७ ॥

शब्दार्थः

| | |
|---|---|
| मन्मना=મારે વિષે મનવાળો | एवम्=એ પ્રમાણે |
| भव=થા | मत्परायण=મારે શરણ થયેલો |
| मद्भक्त=મારો ભક્ત | आत्मानम्=અંતઃકરણને |
| मद्याजी=મારૂં પૂજન કરનારો | युक्त्वा=જોડીને |
| माम्=મને | माम्=મને |
| नमस्कुरु=નમસ્કાર કર | एव=જ |

एष्यासि=પામીશ

ભાવાર્થ—મારે વિષે મનવાળો થા, મારો ભક્તને મારૂં પૂજન કરનારો થા મને નમસ્કાર કર એ પ્રમાણે મારે શરણ થએલો તું પોતાના અંતઃકરણને મારામાં જોડીને મનેજ પામીશ.

इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे सप्तश्लोकीगीता तथाच यतिमुकुन्दाश्रमेणविरचितायां गुर्जरभाषाटीकायां गीता समाप्ता.

---

ॐ

तत्सत्परमात्मनेनम

# चतुः श्लोकी भागवतम्

**श्रीभगवानुवाच ॥**

**ज्ञानं परमगुह्यं मे यद्विज्ञानसमन्वितम्**

**सरहस्यं तदङ्गं च गृहाण गदितं मया ॥ १ ॥**

**શબ્દાર્થ**

| | |
|---|---|
| मे=મારૂં | च=અને |
| यत्-જે | सरहस्यं=રહસ્યસહિત |
| परमगुह्य=અત્યંત ગુપ્ત | अङ्ग=અંગને |
| ज्ञानं=જ્ઞાન (છે) | मया=મેં |
| तत्=તે | गदितं=કહ્યાં |
| विज्ञानसमन्वितम्=વિજ્ઞાનસહિત | गृहाण=(તે) ગ્રહણ કરો |

**ભાવાર્થ**—મારૂં જે પરમગુપ્ત જ્ઞાન છે તે વિજ્ઞાન (અનુભવ) સહિત અને રહસ્ય સહિત તેના અંગોપણ મેં તમને કહ્યાં, તેનું ગ્રહણ કરો. ૧

**यावानहं यथाभावो यद्रूप गुणकर्मकः**

**तथैव तत्त्वविज्ञान मस्तुते मदनुग्रहात् ॥ २ ॥**

**શબ્દાર્થ**

| | |
|---|---|
| यत्=જે | तत्त्वविज्ञानं=તત્વનું વિજ્ઞાન |
| यावान्=જેટલો | मत्=મારી |

यथा=જેમ
भाव=સત્તા
अहं=હું
रूपगुणकर्मक=રૂપ, ગુણ, કર્મ કરનાર
अनुग्रहात्=કૃપાથી
ते=તને
अस्तु=હો
तथैव=તેવુજ

**ભાવાર્થ**—જેની જેટલી જેમ સત્તા તેમ હું તેમાં રૂપ, ગુણ, અને કર્મ કરનાર છું તેવુજ તત્ત્વનું વિજ્ઞાન મારી કૃપાથી તને હો.

**अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम्**

**पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥३॥**

**શબ્દાર્થ.**

अग्रे=પૂર્વે
आसम्=હતો
एव=જ
अहमेव=હુંજ
यत्=જે
असत्=અસત્
सत्=સત્
पर=પર
अन्यत्=બીજું
न=નહિ

पश्चात्=પછી
यत्=જે
अहम्=હું
च=અને
य =જે
अवशिष्येत्=બાકી રહેશે
स =તે
अहम्=હું
अस्मि=છું
एतत्=આ

**ભાવાર્થ**—પૂર્વે હુંજ હતો જે સત્ અને અસત્થીપર હોય એવું બીજું કાંઇ નથી પછી જે આ જગત્ તે પણ હું છું.

**ऋतेऽर्थं यत्प्रतीयेत नप्रतीयेतचात्मनि**

**तद्विद्या दात्मनोमायां यथाभासोयथातमः**

## શબ્દાર્થ.

ऋते=સત્ય
अर्थं=અર્થ
यत=જે
प्रतीयेत=જણાય
नप्रतीयेत=ન જણાય
च=અને
आत्मनि=આત્મામાં
तत्=તે
विद्यात्=જાણવું
आत्मनः=મારી
मायां=માયાને
यथा=જેમ
भास =પ્રકાશ
यथा=જેમ
तम.=અંધકાર

**ભાવાર્થ**--સત્ય એવા આત્માને વિષે જેવો ભાસ થાય તેવો અર્થનો પણ આભાસ થાય અને અંધકારની પેઠે પ્રતીત થતી નથી તે મારી માયા જાણવી.

**यथामहान्तिभूतानि भूतेषूच्चावचेष्वनु**
**प्रविष्टान्य प्रविष्टानि तथातेषुनतेष्वहम्**

## શબ્દાથ.

यथा=જેમ
महान्ति=મોટાં
भूतानि=ભૂતો
भूतेषु=ભૂતોમાં
उच्चावचेषु=નાનાં મોટાં
अनुप्रविष्टानि=પ્રવેશ કરે છે
अप्रविष्टानि=પ્રવેશ નથી કરતો
तथा=તેમ
तेषु=તેઓમા
न=નહિ
तेषु=તેઓમાં
अहम्=હુ

**ભાવાર્થ**—જેમ નાનાં મોટાં ભૂતોમાં ઉત્તમ મધ્યમ ભૂતો પ્રવેશ કરે છે તેમ તેમને વિષે હુ છું અને તેમને વિષે હુ નથી.

एतावदेव जिज्ञास्यं तत्त्वजिज्ञासुनात्मनः
अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्रसर्वदा

શબ્દાર્થ.

एतावदेव=તેજ
जिज्ञास्यम्=જાણવાનુ છે
तत्वजिज्ञासुना=જિજ્ઞાસુએ
आत्मन =આત્માના
सर्वदा=હમેશાં
अन्वयव्यतिरेकाभ्योम्=અનવ્યવ્યતિરેકવડે
यत्=જે
स्यात्=છે
सर्वत्र=બધે

**ભાવાર્થ**—અન્વય વ્યતિરેકવડે જે સર્વત્ર સર્વદા છે. તેજ આત્મતત્ત્વના જિજ્ઞાસુઓએ જાણવાનું છે.

एतन्मतं समातिष्ठ परमेण समाधिना।
भवान्कल्प विकल्पेषु नविमुह्यतिकर्हिचित्

શબ્દાર્થ.

एतत्=આ
मत=મત
समातिष्ठ=લક્ષ્યમા આવે છે
परमेण=પરમ
समाधिना=સમાધિવડે
भवान्=આપ
कल्पविकल्पेषु=કલ્પવિકલ્પમા
न=નહિ
विमुह्यति=મોહ પામવુ
कर्हिचित्=કદિપણુ

**ભાવાર્થ**—પરમ સમાધિવડે આમત લક્ષ્યમાં આવે છે કલ્પ વિકલ્પમાં આપ કદિપણુ વિમોહ પામતા નથી

इति श्रीमद्भागवतेमहापुराणे द्वितीयस्कंधेऽष्टादश साहस्र्यां संहितायां चतुःश्लोकीभागवत तथा च पतिमुकुंदाश्रमेणविरचितायां गुर्जरटीकायां चतुःश्लोकी भागवतं समाप्तम्.

ધ્યાન ૧૧

ૐ

सत्सत्परमात्मनेनमः

# पंचीकरण

## ચોપાઇ.

ઘણા દહાડાનો ભ્રમ થયો જીવને, એટલે દેહ માને પોતે આપને;
તે સારૂ ફરે ચોરાશી લક્ષ યોનીને, ફરી ફરી પામે જન્મ મરણને. ૧

જન્મ મરણ કેમ ટળશે ભાઇ, સાધુનો સમાગમ કરીએ જાઇ;
જન્મ મરણ કેમ ટળશે મારે, હું કોણ છુ એવો વિચાર કરે તેવારે.૨

સદ્ગુરૂ કહે સ્વસ્વરૂપ જાણ, એટલે તારો જન્મ ટળશે એ પ્રમાણ;
તારા જન્મ મરણનો કાગલ ફાટે, સદ્ગુરૂ વચને વિશ્વાસ રાખે એ માટે.૩

એમાં વાર નહિ લાગશે જાણ, એવું વેદ વચન છે પ્રમાણ;
આ પંચીકરણનો વિચાર જો કરે, તો હમણા મુક્તિ મળશે તારે.૪

એમાં પચભૂતના વિચારજ કહ્યા, જુદાં જુદાં તત્ત્વ બતાવ્યાં;
સદ્ગુરૂ મુખે સમજી લે જો, તો બ્રહ્મસુખ પામે આજો. ૫

મન નિશ્ચય કરી ધારણ ધરે, શ્રવણ મનન નિદિધ્યાસન કરે,
તો સાક્ષાત્કાર તું પોતે ભાઇ, એમા સદેહ રહે નહિ કાંઇ. ૬

જાગ્રત્ અવસ્થા સ્થુલભોગ જાન, વૈખરી વાચા નેત્રસ્થાન;
ક્રિયાશક્તિ રજોગુણ માન, અકાર માત્રા વિશ્વઅભિમાન ૭

ઉપલાં પચીશ ને આ અષ્ટ, એવાં તત્ત્વ તેત્રીશ સ્પષ્ટ;
એ દશ્ય તું દષ્ટા જાણ, એ તું કેમ થઇશ વેહપ્રમાણ. ૮

घटद्रष्टा घटाद्भिन्नः सर्वथानघटोयथा
देहद्रष्टा तथादेहो नाह मित्येव धारयेत्

## દોહા.

જાયતે અસ્તિ વર્ધતે વિપરિણમતે જોય;
અપક્ષિયતે વિનશ્યતિ ષટ્‌વિકાર કહી સોય. ૯
એષટ્‌વિકાર દેહને કહ્યા તુ પોતે નિર્વિકાર;
ગુરૂ વાક્યે વિશ્વાસ કરી અનુભવ મનમા ધાર ૧૦
સ્થૂલ દેહ તે હું નહિ સૂક્ષ્મ દેહ હુ જાણ;
સદ્‌ગુરૂ કહે તે તુ નહિ લિંગ દશ્ય વખાણ. ૧૧
સ્વામી સ્થૂલ દેહ તે હુ નહિ પણ સૂક્ષ્મદેહ તે હું સહી,
ગુરૂ કહે તે તુ કેમ થાઈશ ભાઇ, પ્રથમની પેઠે વિચારો જોઇ. ૧૨
સ્વપ્નઅવસ્થા કંઠસ્થાન, મધ્યમાવાચા પ્રવિવિક્ત ભોગજાન;
જ્ઞાન શક્તિ સત્વગુણમાન, ઉકાર માત્રા તૈજસ અભિમાન. ૧૩
એ મલીને તેત્રીસ તત્ત્વ જાણ, તુ એહનો દષ્ટા છો સુજાણ;
તુ એ દશ્ય તત્ત્વ નહિ હોઇ, ભિન્ન ભિન્ન વિચારો જોઈ. ૧૪

## દોહા.

ઘટ દષ્ટા જ્યોં ઘટ નહિ, પ્રગટહિ ન્યારો દેખ;
ત્યો દેહ દષ્ટા તુ આત્મા ન્યારો ભિન્ન વિશેષ ૧૫

## ચોપાઈ.

ત્રીજો કારણ દેહ અજ્ઞાન, તેનો તુ દષ્ટા પોતે સ્વરૂપજ્ઞાન;
તેથી વિલક્ષણ તુ આત્મા જાણ, તે તુ નહિ અનુભવ પ્રમાણ. ૧૬

સુષુપ્તિ અવસ્થા હૃદયસ્થાન, પશ્યતિ વાચા આનંદ ભોગજાણુ;
દ્રવ્ય શક્તિ તમો ગુણ વખાણુ, મકાર માત્રા પ્રાજ્ઞ અભિમાન. ૧૭
એ કારણ દેહના આઠ તત્વકહિ, બીજા તત્ત્વ એમાં નહિ;
તુ એનો સાક્ષી સચ્ચિદાનંદ, નિત્ય નિરંતર પરમાનંદ. ૧૮

## अहं साक्षीतियोविद्या द्विविच्यैवंपुनः पुनः
## सएवमुक्तः सोविद्वां निति वेदान्तर्डिंडिमः

### ચોપાઈ.

ચોથો મહાકારણ દેહ જ્ઞાન સ્વરૂપ, તેનો તુ પ્રકાશક શુદ્ધ સ્વરૂપ;
તેહના તત્ત્વ કહું તે જાણુ, તે તુ શ્રવણ કરે વિનકાન. ૧૯
તુર્યા અવસ્થા મૂર્ધની સ્થાન, પરાવાચા આનંદાવભાસ ભોગ જાન;
ઇચ્છાશક્તિ શુદ્ધ સત્વ ગુણમાન, અર્ધમાત્રા પ્રત્યગાત્મા અભિમાન ૨૦
એવા સર્વ મળીને બ્યાસી તત્ત્વ કહી, તુ એનો જાણનાર સ્વપ્રકાશ સહી,
અહં બ્રહ્માસ્મિ યહ દૃઢ હોય, એજ સાક્ષાત્કાર કહીએ સોઇ. ૨૧

## अस्ति ब्रह्मेतिचेद्वेद परोक्ष ज्ञानमेवतत्
## अहंब्रह्मेतिचेद्वेद साक्षात्कारः सउच्च्यते

એવા ચાર દેહથી ન્યારો હોય, તો હમણાં મુક્તિ સુખ પામે સોય;
સર્વ વ્યાપક સહુથી ન્યારો, વિવેક દૃષ્ટિ કરી વિચારો. ૨૨

### દોહા.

હુ સ્થુલ સૂક્ષ્મકારણ નહિ, નહિ મહાકારણરૂપ;
નહી જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ, હું પોતે શુદ્ધ સ્વરૂપ. ૨૩
તુર્ય સાક્ષી તો કોય કહે, જો સાક્ષ્ય પદારથ હોય;
ઉપાધિ રહીત સ્વરૂપ હું, નહિ સાક્ષ્ય સાક્ષી દોય. ૨૪

વિશ્વ ન તૈજસ પ્રાજ્ઞ નહિ, નહિ તુર્યા મુજ માંહ્ય;
નહિ દ્રષ્ટા સાક્ષિ નહિ, કેવળ શુદ્ધ હું ભાઈ. ૨૫
જ્યાં નહિ પિંડ બ્રહ્માંડ નહિ, નહિ એક ત્યાં દોય;
પ્રકૃતિ પુરૂષ જ્યા નહિ, સ્વયં પ્રકાશ સતસોય. ૨૬
વૃત્તિ વ્યાપ્તિ ફળવ્યાપ્તિ વિના, જેમનુ તેમ સ્વરૂપ,
સદા ઉદિત સ્વપ્રકાશ છે, મનવાણી બિનરૂપ. ૨૭
એમ અભેદ લક્ષ જાણી કરી, રહિએ સુખ સ્વરૂપ;
નિરતર મહદાકાશવત્, પોતે સ્વયં સ્વરૂપ. ૨૮
તત્ર મઠ ઘટાકાશવત, અસિપદ મહદાકાશ;
(બે) ભાગ ઉપાધિ ત્યાગતા, પોતે સ્વયપ્રકાશ. ૨૯
તત્પદ ઉપાધિ માયાકહી, ત્વપદ અવિદ્યા જાણ;
બેઉપાધિ ત્યાગતા પોતે શુદ્ધ ભગવાન. ૩૦
જન્મ મરણ એ દેહના, ક્ષુધા પિપાસા પ્રાણ;
શોક મોહ મનના લહો, પોતે બ્રહ્મ પ્રમાણ, ૩૧

## ચોપાઈ.

દેહને માથે પ્રારબ્ધ કર્મ, હુ પોતે અભોક્તા પરબ્રહ્મ;
એમ જે જાણે અનુભવ યુક્ત, તેને કહીએ જીવન્મુક્ત. ૩૨
દેહને હું માને જે કોઇ મહા પાપી કહીએ સોઈ;
આત્મબુદ્ધિ જેને ભાઇ, મહા પુણ્ય જાણીએ ભાઇ. ૩૩

देहात्मबुद्धिजंपापं नतद्गोवध कोटिभिः
आत्माहं बुद्धिजंपुण्यं नभूतं न भविष्यति

જેને તું કહે છે દેવ, ને તું ચૈતન્ય સ્વયમેવ;

બીજા દેવ માને જે કોઈ, એજ બંધન તેને હોય. ૩૪
પ્રથમ વૃત્તિ ત્યાગ કરી, બીજી ઉઠવા નવ દઈએ;
વચમાં નિર્વિકલ્પ દશાનો, અભ્યાસ કરી રહિએ. ૩૫

## દોહા.

શ્રવણુ મનન નિદિધ્યાસ કરી કરીએ સાક્ષાત્કાર;
સચ્ચિદાનંદ પરબ્રહ્મ તું કહે છે વેદ પોકાર. ૩૬
વિષવત્ વિષયો ત્યાગીને, કરવો સાધુ સંગ,
સ્વયં સચ્ચિદાનંદ એ, જયમનો તેમ અભંગ ૩૭

यत्संगेनपरंप्राप्य दुस्तरं तरतेचिरात्
तस्मादतिप्रयत्नेन सत्संगसततंकुरु.

ૐ



ॐ

# यति मुकुन्दाश्रमजीनां प्रसिद्ध पुस्तको.

---

१. श्री तत्त्वादर्श ( આત્મપુરાણનો ટુંક સાર )

२. नवा वर्षनु बजेट ( ચાર પુરૂષાર્થનું સ્વરૂપ ) નથી.

३. श्री कैवल्य कुंची ( પરમાર્થ માર્ગ નિદર્શન ).

४. वेदान्त सार ( ગુજરાતી ભાષામાં વેદાન્ત વિવેચન ).

५. सूरता स्वयंवर ( વૃત્તિનુ સ્વરૂપાનુસંધાન )

६. पत्रव्यवहार ( કરમસદમા સમાજી સાથે શાસ્ત્રાર્થ સબંધે થયેલો તે )

७. श्री सत्यसुधा ( સપ્ત શ્લોકી ગીતાને ચતુ શ્લોકી ભાગવત).

ઉપરના પુસ્તકો અર્ધા આનાની ટીકીટો દર પુસ્તકે મોકલનારને રવાના કરવામા આવે છે

શિરનામુ—

યતિ મુકુન્દાશ્રમ-ખંભાત.

## શિખરિણી.

પ્રભુ સ્તુતિ, કાયા, મન, વચન, બુદ્ધિ શુદ્ધ કરી,
વિચારી વિદ્વાનો, નિયમિત પ્રભાતે દિલ ધરી;
સ્મરે સ્વસ્થૈકાન્તે, રજ તમ ગુણો મંદ કરવા,
પ્રકાશે ત્યાં સત્ત્વ ગુણ સહન વિજ્ઞાન ભરવા.

---

पाठं पूजां च विसृज्य यो जनो धन किंकरः ।
वृत्तिहीनं क्षेत्रमिव स्वधर्मं त्रायते कथम्
प्रभु प्रीत्यर्थं दातव्यं गेयंकेशव कीर्तनम्
धनीनां निर्धनानां च मोक्षोपायौ महीतले

---